'વેણુનાદનો સહજ ધર્મ ભગવદ્ભાવોદ્બોધકત્વ છે ત્યારે તેના શ્રવણે અપ્સરાને કામભાવોદયે મોહોત્પત્તિ કેમ થઈ?' એમ શઙ્કા થાય તો અત્ર તેનો પરિહાર તે વેણુનાદની જ કૃપાથી મને આ પ્રકારે

**स्वतन्त्र ।** જણાય છે, ઉત્સર્ગતઃ તો વેણુનાદ સર્વને કામોદ્બોધક જ છે, 'મન્મથસ્યાગ્રદૂતઃ' એ વાક્ય અત્ર પ્રમાણ છે, અને તેથી જ પૂર્વે પણ સ્વામિનીઓને વેણુનાદના શ્રવણે તે જ ભાવ ઉત્પન્ન થયો હતો, 'વેણુગીતં સ્મરોદયં નાશકન સ્મરવેગેન' ઇત્યાદિ વાક્ય અત્ર પ્રમાણ છે, તેથી સ્વામિનીવદ્ યત્ર વેણુનાદદ્વારા પ્રવેશ કરવાને અને યત્ર મદિદ્રુક્ષલતાદિમાં સ્વામનીઓએ સહ વિહાર કરવાને તેમને તન્માત્રલીલાસમ્બન્ધિકાર્યોપયુક્ત કરી દેવાને અથવા હરિણ્યાદમાં યત્ર દૃષ્ટિસામ્યથી સ્વામિનીભાવે દૃષ્ટિકર્તા પ્રભુ પ્રવેશ કરવાને વેણુનાદ કરે છે તત્ર જ સ્વાધિકારાનુસારે ભગવદ્ભાવોદય થાય છે તેથી અત્ર અપ્સરાઓને અને દ્વિતીય ગીતમાં પક્ષ્યાદિને વેણુનાદશ્રવણે કામદ્વારા મોહ જ થયો પરન્તુ રસાનુભવ થયો નહિ, 'ત્યારે અપ્સરાઓના શ્રવણસમ્પાદનમાં શું પ્રયોજન? ભગવાન્ કાંઇ પણ કાર્ય નિષ્પ્રયોજન તો કરતા જ નથી' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર આ પ્રકારે છે, અત્ર વેણુનાદનું પ્રયોજન વીર્યબોધન જ છે, કારણ કે વેણુનાદનિષ્ઠ ષડ્ગુણત્વસિદ્ધ્યર્થ તે–વીર્યબોધન–આવશ્યક છે તેથી જ 'વીર્યં દેવેષુ' ઇત્યાદ કારિકા કથી, એમ સતે ગોને પણ પ્રથમ તો વેણુનાદશ્રવણે કામદ્વારા દેવસ્ત્રીવદ્ મોહ જ થયો–અને તે જ મોહનું વિવરણ 'ગાવશ્ચ'માં 'ચ'કારના અર્થકથને કર્યું–પરન્તુ પશ્ચાદ્ ભગવદીયત્વસ્વસઙ્ગતત્વાદિધર્મે કૃપાવિશેષે સ્વામિનીવદ્ ગોમાં પણ વેણુનાદદ્વારા પ્રવેશ કરવાને ભગવાને અત્ર જે સામગ્રી પ્રકટા કરી તે સામગ્રીના બોધાર્થ પૂર્વનાદથી વિશિષ્ટ–અધિક–બર્હાપીડપદ્યનિરૂપિત સ્વરૂપાત્મક વેણુનાદનું નિરૂપણ 'સદાનન્દો વાચ્યઃ' ઇત્યાદિએ કર્યું, અત્ર આ ભાવ છે, કૃષ્ણનું ગીત એમ દૂરાન્વય જ અત્ર અભિપ્રેત છે એમ જણાય છે, કારણ કે 'અન્યથા કૃષ્ણગીતપીયૂષ' ઇત્યાદિ આગ્રમ ગ્રન્થના પર્યાલોચને તદવગમ થાય છે, તેથી વાચ્યતાસમ્બન્ધે ગીતમાં કૃષ્ણ હોવાથી ગીતનો અર્થ સદાનન્દ જાણવો અને તે–સદાનન્દ–કૃષ્ણ શ્રીસ્વામિનીજીનો ગૂઢ ભાવ છે તેથી ગોને આન્તર સ્વાનુભવાર્થ તદ્ભાવનું જ દાન વેણુગીતદ્વારા ભગવાને કર્યું એમ જાણવું, કિઞ્ચ તાપભાવ પણ આન્તર તદનુભવમાં કારણ છે તેથી બાહ્યાનુભવમાં કામભાવવદ્ આન્તરાનુભવમાં તાપભાવનું દાન કરવું આવશ્યક છે તેથી ગીતમાં પરમ્પરાએ મુખસમ્બન્ધ પણ નિરૂપ્યો, સાક્ષાત્ તત્સમ્બન્ધમાં બાહ્યસમ્બન્ધાભાવે પણ અત્યસહ્યતાએ શરીરસ્થિતિ પણ ન રહે તેથી જ શ્રીસ્વામિનીજીઓને પણ પઞ્ચાધ્યાયીમાં સંયોગાનુભવ કરાવીને પછી જ કેવલ આન્તરાનુભવ કરાવ્યો, 'મુખ' શબ્દના વ્યાખ્યાનમાં વાગધિપતિના પ્રેરણ વિના વેણુમાં તેનો સઞ્ચાર થઈ શકે નહિ તેથી તાપભાવનો સમ્બન્ધ વેણુને વાગ્દ્વારા જ છે, 'અત્ર કોઇ પણ સ્થલે વાણીનું નિરૂપણ જ નથી–જેના દ્વારા વેણુમાં તાપભાવસમ્બન્ધ કથ્યો–પરન્તુ અત્રે તો નાદમાત્રનું જ કથન છે' એમ શઙ્કા થાય તો 'નિર્ગમનં વાક્' કારિકાથી પરિહરે છે કે ગીત મુખાનર્ગત છે તેથી ગીતવિશેષણીભૂતા નિર્ગમનક્રિયા જ વાગ્રૂપા છે, લોકવદ્ ભગવદ્વાણી કાંઇ તાલ્વોષ્ઠપુટના વ્યાપારે જન્ય નથી તેથી જ ભગવન્નિઃશ્વસનક્રિયારૂપ વેદની વાગ્રૂપતા કથી અને તેથી જ 'પ્રજાપતિર્હ વાક્' શ્રુતિમાં પ્રજાપતિનું વેદાત્મકત્વે વાગ્રૂપત્વ કહ્યું, કિઞ્ચ આન્તરાનુભવમાં બહિઃસંવેદનાભાવ પણ અપેક્ષિત છે તેથી બહિઃસંવેદનાભાવાર્થ પણ વેણુસમ્બન્ધ કથ્યો, કારણ કે વેણુ ઇતરવિસ્મારક છે, તથાપિ 'એમ પણ ગોમાં યોગ્ય શરીર સિદ્ધ નથી તેથી આ સર્વા જ સામગ્રી વ્યર્થા છે' એમ શઙ્કા થાય તો તેના પરિહારાર્થ 'ગીતં ષડ્ગુણાત્મકં' ઇત્યાદિ કથે છે, ગીત ભગવદ્વાચક છે તેથી ષડ્ગુણાત્મક છે, અસાધારણ ષડ્ગુણ જ ભગવાન વાચ્ય છે કારણ કે 'ભગવાનિતિ શબ્દ્યતે' એમ વચન છે, વેદ પણ ગુણદ્વારા જ સર્વાત્મક ભગવદ્વાચક છે, કારણ કે 'બન્દિનસ્તત્પરાક્રમૈઃ' એમ વાક્ય છે, તેથી ભગવદ્વાચકત્વે આ ગીતની અસાધારણરૂપતા જ છે, અને તેથી ગીત ઇતરવિસ્મૃતિએ સ્વાત્મામાં સ્વામિનીત્વસ્ફૂર્તિ પણ છે તેથી ભાવાત્મક સ્વરૂપનો આન્તર અનુભવ નિષ્પ્રત્યૂહ ઉપપન્ન છે, આ વેણુગીતકાર્ય યશોરૂપ છે, એતાદૃશ અયોગ્યયોગ્યતાસમ્પાદનરૂપ અસાધારણ કાર્ય કરે નહિ તો વેણુગીતનું યશોરૂપત્વ જ સિદ્ધ થાય નહિ.

વેણુનાદસુધાપૂર્ણો હૃદયસ્થહરિપ્રિયા ।
ગોનું ગૂઢતમ સ્નીય સ્જઃસ્નાન મમેપ્સિત ॥૧॥ ૧૩.

સઙ્ગના અને જ્ઞાનના અભાવથી પક્ષીનું શ્રવણ અસમ્ભવિત માનીને સમ્ભાવનાનિરૂપણપૂર્વક 'પ્રાયઃ' ઇત્યાદ શ્લોક ઉપપાદે છે, અત્ર 'શ્રવણ'નો અર્થ 'નાદનિષ્ઠરસાનુભવશક્તિતાત્પર્યનિર્ધાર' કરવો,

**आभास ।** 'શ્રવણ' શક્તિતાત્પર્યનિર્ધાર નાદનિષ્ઠ રસાનુભવ છે તેથી જ અનુવાદમાં 'તેઓએ સર્વ તત્ત્વ જાણ્યું' એમ કથાશે, જેમ મૃગીને કૃષ્ણસારસઙ્ગથી અથવા ગોને કૃપાએ જ જ્ઞાનસામગ્રીપ્રકટને જ્ઞાનસમ્પાદન થયું તેમ અત્ર નથી, તેથી પક્ષીનું શ્રવણ અસમ્ભાવિત માનીને મુનિત્વનિરૂપણપૂર્વક શ્રવણ સિદ્ધ કરે છે.

**प्रायो बताम्ब विहगा मुनयो वनेऽस्मिन् कृष्णेक्षणास्तदुदितं कलवेणुगीतम्।**
**आरुह्य ये द्रुमभुजान् रुचिरप्रवालान् शृण्वन्ति मीलितदृशो विगतान्यवाचः ॥१४॥**

**अक्षरार्थ–અમ્બ ! બત ! આ વનમાં રુચિરપ્રવાલદ્રુમભુજારોહણ કરીને કૃષ્ણેક્ષણ મીલિતદૃગ્ વિગતાન્યવાક્ થઈને તદુદિત કલવેણુગીતનું શ્રવણ જે વિહગ કરે છે તે પ્રાયઃ મુનિ છે. ૧૪.**

**व्याख्यान**–આ વક્ત્રીઓ નિર્ગુણા છે અને તેથીજ યશોદાએ સહ તેમનો સ્નેહ છે, અથવા આ તદ્ગૃહકન્યકા છે, જેમ સોનો ધનનો અને રત્નનો સંગ્રહ તેમ શ્રીનન્દરાયજીના ગૃહમાં ઉત્તમા કન્યકાનો પણ આ સંગ્રહ છે, દ્રવ્યે તેમનો ક્રય કરીને ગૃહમાં તેમનું પરિપાલન રાજદાનાર્થે કરે છે તે યશોદાનન્દગોપકુમારિકા શ્રીયશોદાજીને 'અમ્બ' પદે સમ્બોધે છે, જો આ પક્ષી મુનિ જ છે એમ સિદ્ધવત્ નિરૂપણ કરી દે તો આ વક્ત્રી કોણ છે એમ ગોપિકાસભામાં સન્દેહ થાય તેથી તેમ નિરૂપણ ન કરતાં અત્ર 'પ્રાયઃ' પદ પ્રયોજીને પક્ષીઓ બહુધા મુનિ છે એમ તેમનું પ્રાયિક પક્ષિત્વ નિરૂપે છે, અત્ર 'બત' પદ ખેદાર્થક છે, આ મુનિએ એવી પક્ષિની યોનિ કેમ પ્રાપ્ત કરી એમ ખેદ 'બત'પદે કરે છે, અથવા 'બત'પદ હર્ષવાચક છે, એ મુનિઓએ સાધુ–સુન્દર–ઉપાય કર્યો કે પક્ષિયોનિનું ધારણ કરી લીધું, 'અમ્બ' સમ્બોધન દયાર્થક છે, આ વક્ત્રીમાં ભગવદાવિર્ભાવ છે, 'સર્વાત્મક ભગવાનની માતા તે સર્વની જ માતા એમ ભગવદાવિર્ભાવ 'અમ્બ'પદે સમ્બોધે છે' એમ કેટલાક ટીકાકારનું મત છે, પરન્તુ આ વક્ત્રીવિષયક પતિત્વ અગ્રે વક્ષ્યમાણ છે તેથી એ વ્યાખ્યાન અસમઞ્જસ છે એમ જણાવવાને 'કેચિત્'પદ ધર્યું, સિદ્ધાન્તમાં તો એ ગૃહકન્યકા છે તેથી ગૃહકન્યાત્વે જ 'અમ્બ'પદે સમ્બોધે છે, ભિન્ન પક્ષમાં પણ દયાર્થે તેમ સમ્બોધન ઘટે છે એ તો કથાયું જ છે, આ વક્ત્રીનાં વાક્યોથી વિહગો બાહુલ્યે મુનિ જ છે એમ સિદ્ધ થાય છે, શ્રોતા પ્રતિ તેમનું મુનિત્વ સ્વયં ઉપપાદે છે કે વક્ત્રી કુમારિકા છે તેથી ઋષિ છે અને ઋષિવાક્યથી બાહુલ્યે આ વિહગોનું મુનિત્વ સિદ્ધ થાય છે, તે પક્ષીઓ મુનિ છે, મનનશીલ છે, તેથી અત્ર ભગવાન્ પ્રકટ થશે એમ જાણે છે, મૂલમાં 'યે'પદના અર્થમાં 'જે વિહગો છે તે મુનિઓ છે અને તેથી જ શ્રવણ કરે છે' એમ પૂર્વત્ર અન્વય જાણવો, ઉત્તરત્ર અન્વયમાં તો મુનિત્વમાં હેતુ શ્રવણ થઈ જાય, શ્રવણમાં હેતુ મુનિત્વ ન રહે, અને તેથી આભાસમાં વિરોધ પ્રાપ્ત થાય, અત્ર નાદમાં સુધારૂપ ભગવાનનો પ્રાદુર્ભાવ થશે એમ આ મનનશીલ મુનિઓ જાણે છે અને તેથી જ મુનિત્વથી વા ઋષિત્વથી જ પૂર્વોક્ત જાણીને આ વનમાં 'કૃષ્ણેક્ષણ' થઈને શ્રવણ કરે છે, કૃષ્ણાર્થે ભગવદ્ભાવનાએ જ જેમનો ક્ષણ જાય છે એવા વા કૃષ્ણમાં જ કે ક્ષણ જેમનો એવા આ મુનિઓ છે, વા કૃષ્ણમાં જ છે ઇક્ષણ જેમનું એવા કૃષ્ણેક્ષણ મુનિઓ ભગવદ્દર્શન કરે છે, અને દર્શનક્રિયા કરતાં કરતાં જ તદુદિત કલવેણુગીતનું શ્રવણ દ્રુમભુજારોહ કરીને કરે છે, યાવદ્ ભગવાનના વેણુનાદનું શ્રવણ થયું નહિ તાવત્પર્યન્ત રૂપનું જ દર્શન કર્યા કર્યું, પરન્તુ જ્યારે વેણુનાદનો આરમ્ભ થયો ત્યારે તો દર્શન અને શ્રવણ ઉભયે કર્યું, દ્રુમભુજારોહણ કરીને પૂર્વે કૃષ્ણેક્ષણ થયા અને તતઃ તાદશ કૃષ્ણેક્ષણ જ રહીને શ્રવણ કર્યું તેથી 'મીલિતદૃક્' થઈ ગયા, કૃષ્ણેક્ષણત્વમાં મીલિતદૃકત્વ સમ્ભવતું નથી તેથી આ પ્રકારે વિભાગે વ્યાખ્યાન કર્યું, પરન્તુ જ્યારે ભગવાન્ દૂર પ્રધાર્યા ત્યારે અન્યત્ર ગમનમાં તો વેણુનાદરસ જતો રહેશે એમ માનીને તત્ર જ 'મીલિતદૃગ્' રહ્યા, 'કદાચિત્ તે રસ વિજાતીય વા લૌકિક રસાન્તર ઉત્પન્ન કરશે અથવા રસાન્તરે પ્રતિબન્ધ થશે' એમ ન આશઙ્કવું, 'નાદ અવ્યક્ત છે તેથી સ્વનિષ્ઠા સ્વરૂપદિદૃક્ષા ઉત્પન્ન કરશે નહિ' એમ ન આશઙ્કવું, તેમ હોત ત્યારે તો ઉડ્ડયન કરીને અન્યત્ર જ ગમન કરત, 'પૂર્વાનુભૂત કૃષ્ણેક્ષણરૂપ રસાન્તરે ઉડ્યાને ગમન નાદના માધુર્યથી થશે નહિ' એમ આશઙ્કા ન કરવી, કારણ કે વેણુગીત કલ–અવ્યક્તમધુર–છે, તેથી ભગવાન્માંથી ઉદિત નાદબ્રહ્માત્મક છે, અને વેણુ પણ અવ્યક્તમધુર છે, તેથી મધુર જ રસ ઉત્પન્ન થશે, આથી વિજાતીય રસની નિવૃત્તિ કથી, એમ અત્રપર્યન્ત વેણુનું 'કલ'ત્વ સિદ્ધ કર્યું અથવા ગીત જ કલ–અવ્યક્તમધુર–છે, કારણ કે ભગવદુક્ત પરમાર્થપ્રતિપાદક છે, અત્ર 'ભગવદુક્ત' પદે લૌકિકાર્થનિવૃત્તિ કથીને ગીતનિષ્ઠ માધુર્ય કથ્યું, આ અર્થમાં ગીતનું વિશેષણ 'તદુદિત' છે, ગીત તેમાંથી ઉદિત છે, ઉદયને પ્રાપ્ત થયું છે, દ્વિતીય અર્થમાં 'ઉદિત'નો અર્થ 'કથિત' કર્યો, વેદશાખાવદ્દ્રુમભુજારોહણ કરીને પતનમારણાદિશઙ્કા ન હોવાથી નિશ્ચિન્ત થઈને પક્ષી શ્રવણ કરે છે, મનનો સઞ્ચાર વિષયાન્તરમાં ન થાય એ અર્થે ભગવાન્ જ્યારે દૂર પ્રધાર્યા ત્યારે આ પક્ષી મનનાભ્યાસથી મીલિતદૃક્ થયા, કારણ કે ભગવાન્ દૂર ગયા તેથી દર્શનનો સમ્ભવ નથી, વિશેષે ગઈ છે અન્યવિષયિણી વાગ્ જેમાંથી એવા 'વિગતાન્યવાગ્' આ મુનિઓ થઈ ગયા, ભગવદુપયોગિની વાણીનો ત્યાગ તેમણે કર્યો નથી એમ જણાવવાને 'અન્ય' પદ ધર્યું, પક્ષીની આ સ્થિતિ સાર્વદિકી છે એમ જાણવું, અન્યથા શ્રવણકાલમાં તો તત્પ્રતિબન્ધકત્વે જ વાણીનો અભાવ સિદ્ધ જ છે તેથી 'વિગતાન્યવાક્' પદ નિરર્થક થઇ જાય, અને તેથી તેમના હૃદયમાં આ રસાનુભવ સાર્વદિક જ છે એમ જ્ઞાપિત કર્યું, આથી આ નાદ

અલૌકિક અને દુર્લભ છે એમ સૂચન કર્યું, અતાદશ અર્થમાં મુનિની આસક્તિ સમ્ભવતી નથી, તેમને શરાદિથી પણ ભય ન રહ્યું એમ 'રુચિરપ્રવાલાન્' પદે કથે છે, પલ્લવે જ તેમનું અઙ્ગ આવૃત છે તેથી તેમનું દર્શન અન્ય-વ્યાધાદિ-કોઇ પણ કરી શકતું નથી અને તેથી તેમને શરાદિનું ભય નથી એમ કેટલાક ટીકાકાર વદે છે. પલ્લવ-રુચિર-ઉત્તમ છે, આમ્રાદિસ્થિત પત્ર કોમલ છે તેથી દૃષ્ટિનું મુદ્રણ કર્યું, અન્યથા તેમને પ્રવાલનું દર્શન થઇ જાય, તેમણે મુખનું પણ મુદ્રણ કર્યું. અન્યથા તે રુચિર પ્રવાલનું ભક્ષણ થાય, મુખમુદ્રણમાં હેત્વન્તર પણ કથે છે કે કોલાહલ થાય, જો મુખમુદ્રણ ન કરે તો તેઓ અનેક હોવાથી કોલાહલ થાય, શકુનભ પણ થાય, અથવા અન્યોન્યપદાર્થનિરૂપણ પણ કરવાનો જ ઉપક્રમ તે વિહગમુનિ કરી દે.

**શ્રીગુસાંઇજીનો અર્થ।** યદ્યપિ આ ઉક્ત હેતુ મુનિત્વના સાધક જ છે તથાપિ મારા મનમાં આ પ્રકારે સ્ફૂર્તિ થાય છે, આ વિહગો એટલા તો નાદરસપર છે કે સ્વરૂપપરમાન્તરાય પણ સહે છે તેથી અત્ર આ પ્રકારે તાત્પર્યાન્તર પણ જાણવું, 'ભુજ'પદનું તાત્પર્ય તો પૂર્વે કથ્યું જ છે. કદાચિદ્ વેષશય્યાદ્યર્થ તત્ર ભક્તનું વા રુચિરપ્રવાલાનયનાર્થ પ્રભુનું આરોહણ થાય તો સાન્નિધ્યરસ પણ અનુભૂત થાય એમ આશાએ તત્ર આરૂઢ થયા એમ 'રુચિરપ્રવાલાન્' વિશેષણનું તાત્પર્ય છે, નેત્રનું નિમીલન ન હોય તો પલ્લવાનયનાર્થ ભક્તોની નિઃશઙ્ક પ્રવૃત્તિ થાય નહિ તેથી નેત્રનો નિરોધ કર્યો, વાણીના નિરોધનો હેતુ તો સ્પષ્ટ જ છે ૧૪.

**આભાસ**—ભગવદ્વેણુનાદે નદ્યાદિમાં જે થયું તે 'નદ્યસ્તદા' શ્લોકે કથે છે, અત્ર 'આદિ'પદે સરોવરનું અને હ્રદનું ગ્રહણ કરવું. યદ્યપિ મૂલમાં 'નદી'પદમાત્ર છે તથાપિ વ્રજમાં નદ્યન્તર પ્રકટ નથી કેવલ શ્રીયમુના જ વિરાજમાના છે તેથી 'નદ્યઃ'બહુવચને સરોવરાદિનું ગ્રહણ કરવું, એમ જણાવવાને 'નદ્યાદિષુ' પદ ધર્યું.

**नद्यस्तदा तदुपधार्य मुकुन्दगीतमावर्तलक्षितमनोभवभग्नवेगाः ।**
**आलिङ्गनस्थगितमूर्मिभुजैर्मुरारेर्गृह्णन्ति पादयुगलं कमलोपहाराः ॥१५॥**

**અક્ષરાર્થ-તે સમયે તે મુકુન્દગીતને અવધારીને આવર્તલક્ષિતમનોભવભગ્નવેગા નદી કમલોપહારા થઇને મુરારિનું આલિઙ્ગનસ્થગિત પાદયુગલ ઊર્મિભુજે ગ્રહે છે.૧૫.**

જ્યારે મુનિઓ ભગવાને અનુગૃહીત થયા અને તેમણે વેણુદ્વારા સર્વ ભગવત્સ્વરૂપાત્મક રસતત્ત્વ જાણ્યું ત્યારે નદી પણ અમે કૃતાર્થા થઇશું એમ તેને-મુનિના જ્ઞાનોપદેશને-ઉપધાર્યને-નિશ્ચિત કરીને-'તદુપધાર્ય' પદની અત્ર આવૃત્તિ છે એમ જણાવવાને 'નિશ્ચિત્ય' અને 'શ્રુત્વા' પદ કથ્યાં-આવર્તે-ભ્રમણે-મૂર્છાએ-લક્ષિત જે આ મનોભવ તે સ્તમ્ભજનક મનોભવે ભગ્ન છે વેગ જેમનો એવાં તે નદ્યાદિ થઇ ગયાં, તેમની સ્વાભાવિકી ગતિ કુણ્ઠિતા થઇ ગઇ, અત્ર 'મનોભવ'નો અર્થ 'વિવેક' કરવો, અત્ર મનોભવ વિવેકસહિત છે, દેવસ્ત્રીવદ્ નૂનસારત્વજનક નથી, જો તેમ થઇ જાય ત્યાર તો ભગવત્સમીપ નદીનું આગમન પણ થઇ શકે નહિ અત્ર 'વિવેક'પદ 'અર્શ આદ્યચ્' છે, તેથી તેનો અર્થ વિવેકસહિત કર્યો. અચેતનપ્રાયને પણ ભગવત્સમ્બન્ધની આકાઙ્ક્ષા છે એમ કથે છે, સ્થિતિમાત્રે તદાસક્તિ જ્ઞાતા થતી નથી-કારણ કે ઓષધાદિએ પણ જલની સ્થિતિ-સ્થિરતા સમ્ભવે છે તેથી 'આલિઙ્ગનાર્થ' ઇત્યાદિ કથે છે, કમલોપહારા થઇને આલિઙ્ગનાર્થ ભગવાનનું સ્થગિત-સ્થિરીભૂત-પાદયુગલનું ગ્રહણ ઊર્મિરૂપ ભુજે કરે છે, સ્વહૃદયકમલ ભગવચ્ચરણારવિન્દને સમર્પીને ભગવચ્ચરણારવિન્દનું ગ્રહણ સ્વયં કરે છે. નદી પણ દેવતા છે તેથી તેમની સાથે અન્ય લીલા સમ્ભવતી નથી, ભગવાને માનુષ ભાવનો સ્વીકાર કર્યો છે તેથી નદીઓના અમાનુષત્વે અવતારના અભાવમાં તેમનું ભોગ્યાત્વ સમ્ભવતું નથી. અપ્સરાઓ પણ દેવી હતાં તેથી તેમનું અનાગમન પૂર્વે કથ્યું જ છે એમ જણાવવાને 'અપિ'શબ્દ કથ્યો, દેવતારૂપા જ નદીએ સહ લીલાન્તર સમ્ભવતું નથી, 'આલિઙ્ગન'ને અર્થે 'સ્થગિત' વા સ્થિર એમ પ્રયોજનાર્થ કથન કર્યું, 'મુરારેઃ'પદનો આશય આ પ્રકારે છે, જલદોષાત્મક અવિદ્યારૂપ મુર છે, ભગવાન્ તે મુરના અરિ છે, તેથી નદીગતા અવિદ્યાનો-ભગવદનુપયોગી દેહસમ્બન્ધનો-નાશ ચરણસમ્બન્ધે અવશ્ય કરશે[1]. ૧૫.

**આભાસ**—'દૃષ્ટ્વા' ઇત્યાદિ શ્લોકે મેઘનું વર્ણન કરે છે.

**दृष्ट्वातपे व्रजपशून् सहरामगोपैः सञ्चारयन्तमनुवेणुमुदीरयन्तम् ।**
**प्रेमप्रवृद्ध उदितः कुसुमावलीभिः सख्युर्व्यधात् स्ववपुषाम्बुद आतपत्रम् ॥१६॥**

**અક્ષરાર્થ-આતપમાં વ્રજપશુને રામગોપે સહ સઞ્ચરાવતાનાં અને તદનુ વેણુને ઉદીરતાનાં દર્શન કરીને પ્રેમપ્રવૃદ્ધ ઉદિત અમ્બુદે સ્વવપુએ કુસુમાવલીએ સખાનું આતપત્ર કર્યું. ૧૬.**

---

૧. આ શ્લોકમાં 'મુકુન્દ'પદનો અર્થ શ્રીસુબોધિનીજીમાં જણાતો નથી, 'મુકુન્દ'નો અર્થ 'મોક્ષદાતા' પ્રસિદ્ધ છે તેથી પુષ્ટિમાર્ગીય મોક્ષદાતા એવા જે 'મુકુન્દ' તેમના ગીતને' એમ અર્થ ગ્રહવો, જ્ઞાન-વિદ્યા-મોક્ષોપયોગિત્વે પ્રસિદ્ધ જ છે, તેથી આ શ્લોકમાં જ્ઞાનપ્રતિપાદક 'મુકુન્દ'પદ સાર્થક જ છે.

**વ્યાખ્યાન**-શરત્કાલસમ્બન્ધી આતપમાં સર્વદાછાયાભ્યાસયુક્ત વ્રજપશુના સર્વદા રક્ષક ગોપ છે, રામ અભિતઃ રતિવર્ધક છે, રામે અને ગોપે સહિત-યદ્વા ગોપદ્વારા-તેવા વ્રજપશુને સઙ્ગ-ચરાવતા સર્વસામગ્રીસહિત-દેવતાવેદસહિત ધર્મસહિત-'દેવનાવેદ' ઇત્યાદિએ સામગ્રીનું જ વિવરણ થયું, તદનુ વેણુને ઉદીરતા-નર્વ । આધિદૈવિકને ઉદ્દીપાવતા-પ્રભૂપરિ મેઘે છત્ર કર્યું, જ્યારે ભગવાન્ પ્રભુ સર્વ શક્તિએ સહ-જ્ઞાનક્રિયાધર્મસહિત-ક્રીડા કરે છે ત્યારે અવશ્ય છાયા અપેક્ષિતા છે તેથી પ્રેમે-ભગવત્સ્નેહે-સખ્યપર્યન્ત ગત તાદશ પ્રેમે-પ્રવૃદ્ધ મેઘે નિજ વપુએ સખાના ઉપરિ આતપત્ર-છત્ર-કર્યું, અત્ર 'પ્રવૃદ્ધમુદિત' પાઠ હોય તો 'પ્રવૃદ્ધ એવો મુદિત', અથવા 'પ્રેમ જે પ્રકારે પ્રવૃદ્ધ થાય તે પ્રકારે ઉદિત 'પ્રેમપ્રવૃદ્ધમુદિત' તે મેઘે છત્ર કર્યું એમ અર્થ કરવો, તેથી 'કુસુમાવલીએ'-સૂક્ષ્મા સ્વકણિકાએ પદ પ્રયોજ્યું 'મેઘપુષ્પં ઘનરસઃ' ઇત્યાદિ કોશ અત્ર પ્રમાણ છે, પૂર્વે આ મેઘે સખ્યપર્યન્તા ભક્તિ કરી હતી, હવે આત્મનિવેદનભક્તિ પણ કરી, પ્રેમે જ પ્રવૃદ્ધ થયો, શ્રવણથી આરમ્ભીને સખ્યપર્યન્ત પ્રાપ્ત થયો, અથવા સ્નેહથી પુષ્ટ થઈ ગયો, કામરૂપી મેઘ યથાભિલષિતરૂપધારણ કરે છે તેથી પ્રકૃતમાં ભગવત્સ્નેહથી યથાભિલષિત રૂપ ધર્યું, જે રૂપે સર્વની છાયા થાય, 'પરન્તુ એમ કરતાં તો મેઘને પણ ક્લેશ થાય તેથી દુઃખે શું તેમ કર્યું ?' આ શઙ્કાને 'મુદિત'પદે નિષેધે છે, યાવજ્જન્મ ભક્તિએ જ જે વર્ષે છે ને અન્તે કૃતાત્મનિવેદન થાય છે, લોકોપકારિત્વથી નીલત્વથી જીવનદાતૃત્વથી સખ્ય છે એમ કેટલાક ટીકાકાર-શુકદેવવીરરાઘવાદિ-વદે છે, સર્વસ્વનું પણ દાન કરી દીધું એમ જણાવવાને 'કુસુમાવલીએ સહ' એમ કહ્યું, આથી-'છાયાદિ કરણ'કથનથી-જ સાક્ષાદ્ જ લક્ષ્મીએ સહ ભગવાનની ક્રીડા સૂચિતા કરી, કારણ કે છાયાદિકરણ અસાધારણ લક્ષ્મીચિહ્ન હોય એમ જણાય છે, ઉપષ્ટમ્ભાર્થે ગમકાન્તર પણ કહે છે કે અગ્રે તેથી પુલિન્દીકૃતા સ્તુતિ થશે, ગોપે ગોચારણ બલભદ્રે રક્ષા વેણુનાદે પ્રબોધન અને તદનન્તર રમણ થયું, શેષવદ્ મેઘ પણ સખા છે, તેથી જેમ શેષ ભગવચ્છય્યા થાય છે તેમ તાદશ સમય મેઘે છાયાકરણસેવા કરી એ યુક્ત જ છે. ૧૬.

**આભાસ**-પુલિન્દીને-વનવાસી ક્ષુદ્રજાતીય પુલિન્દની પત્નીઓને-પણ ભગવત્સૈન્દર્યથી ભક્તિ થઈ એમ 'પૂર્ણાઃ પુલિન્દ્યઃ' શ્લોક કહે છે.

**પૂર્ણાः पुलिन्द्य उरुगायपदाब्जरागश्रीकुङ्कुमेन दयितास्तनमण्डितेन ।**
**तद्दर्शनस्मररुजस्तृणरूषितेन लिम्पन्त्य आननकुचेषु जहुस्तदाधिम ॥१७॥**

**અક્ષરાર્થ-તદ્દર્શનસ્મરરુજ્ પુલિન્દીએ દયિતાસ્તનમણ્ડિત તૃણરૂષિત ઉરુગાયપદાબ્જરાગશ્રીકુઙ્કુમે આનનકુચ લીપીને તદાધિ ત્યજ્યે તે પૂર્ણા. ૧૭.**

**વ્યાખ્યાન**-સર્વની અપેક્ષાએ પુલિન્દી જ પૂર્ણા છે, કારણ કે તેમને સાક્ષાદ્ ભગવચ્ચરણારવિન્દરજનો સમ્બન્ધ છે, 'તૃણેષુ રૂષિત' પક્ષમાં તે કુઙ્કુમ રજઃસંયુક્ત થાય છે, તાદશ કુઙ્કુમનું ગ્રહણ તેઓ કરે છે તેથી તેઓ સાક્ષાદ્રજઃ-સમ્બન્ધિની છે, સ્વોત્તમત્વભાવનાએ અમે તો તાદશ પણ કુઙ્કુમનું ગ્રહણ કરતાં નથી તેથી અમને સાક્ષાદ્રજઃસમ્બન્ધ નથી પૂર્વે વૃન્દાવનનું દેવકીસુતપદામ્બુજ'ત્વ પ્રસિદ્ધ કર્યું છે તાદશ દેવકીસુતપદામ્બુજવૃન્દાવનમાં આ પુલિન્દીજીની સતતસ્થિતિ છે તેથી સાક્ષાદ્રજઃસમ્બન્ધે તેઓ પૂર્ણા થઈ ગયાં, પૂર્ણતાનું સ્વરૂપ શ્લોકના અન્તમાં નિરૂપાશે, અમને તો આરાધને ફલ સિદ્ધ થયું તેથી સાધનાનુરૂપ જ ફલ પ્રાપ્ત થયું, તે તો અગ્રિમ અધ્યાયમાં 'યાતાબલાઃ' શ્લોકમાં કહશે, અલૌકિકદેહકૂમે સેવાફલોક્ત ફલત્રયની સમ્પત્તિ તો રજે જ થાય છે તેથી તે પુલિન્દી જ પૂર્ણા થયાં, ભગવાન્ 'ઉરુગાય' છે, ઉરુઓ એમનું ગાન કરે છે, તેથી ભગવાન્ સર્વપ્રમાણે સિદ્ધ અને સર્વગુણે પૂર્ણ છે એમ 'ઉરુગાય'પદના અવાન્તર પદદ્વયનો અર્થ કહ્યો, તેવા સર્વપ્રમાણસિદ્ધ સર્વગુણપૂર્ણ 'ઉરુગાય' ભગવાનના પદાબ્જદ્વયમાં-ચરણારવિન્દદ્વયમાં-જે રાગ-અનુરાગ-તત્સહિતા શ્રી, મહાવિચારે શ્રીએ-લક્ષ્મીએ-ભગવાનનું વરણ કર્યું તેથી તચ્ચરણારવિન્દભક્તા જે લક્ષ્મી તે લક્ષ્મીનું કુઙ્કુમ, લક્ષ્મીએ જ નિષ્પાદિત દિવ્ય કુઙ્કુમ, અર્થાદ્ લક્ષ્મીએ જ ભગવચ્ચરણારવિન્દમાં દત્ત જે દિવ્ય કુઙ્કુમ તે કુઙ્કુમ પુનઃ બન્ધવિશેષમાં દયિતા લક્ષ્મીના-રસદાતૃત્વે પ્રિયાના-સ્તનમાં મણ્ડિત થયું, આ દયિતા લક્ષ્મીમાં દામ્પત્યસમ્બન્ધ નથી તેથી દયિતાત્વ રસદાતૃત્વે છે, યદ્વા લક્ષ્મીએ સ્વાલઙ્કારાર્થે જ નિર્માણ કરીને સ્વહૃદયમાં સ્થાપ્યું-લીપ્યું-તે કુઙ્કુમ, અથવા લક્ષ્મીએ આધિદૈવિકશક્તિના સ્તનમાં તે કુઙ્કુમનું મણ્ડન પણ કર્યું, શક્તિ પ્રતિ લક્ષ્મીએ પ્રસાદત્વે દત્ત કુઙ્કુમનું મણ્ડન પણ તે શક્તિઓના સ્તનમાં લક્ષ્મીએ જ કર્યું, તેથી આ પક્ષમાં 'લક્ષ્મીએ દયિતાના-અથવા શક્તિના-સ્તનમાં મણ્ડિત કુઙ્કુમે

એમ મૂલનો અર્થ સિદ્ધ થયો, ત્યાંથી ચરણારવિન્દમાં સમાગત થયું–લક્ષ્મીના સ્તનથી વા શક્તિના સ્તનથી બન્ધવિશેષમાં ભગવચ્ચરણારવિન્દમાં તે કુંકુમ સમાગત થયું–આ જ પક્ષનો આશ્રય કરીને 'તૃણેષુ રૂષિતં' એમ કથાશે, આદ્ય પક્ષમાં તો લક્ષ્મીએ વા શક્તિએ સ્વસ્તનસ્થિત કુંકુમનું દાન પુલિન્દીને કર્યું અને તે કુંકુમ પુલિન્દીએ સ્વસ્તનમાં તૃણે લિપ્ત કર્યું એમ 'તૃણરૂષિત' પદનો અર્થ થાય છે, વા 'તૃણરૂષિત' પદનું અર્થાન્તર કથે છે કે તૃણે કરીને કુંકુમ જ મકરિકાપત્રવદ્ રૂષિતં થયું ત્યારે તે કુંકુમે સહિત ભગવદ્ધસ્તસ્થિત તૃણ ભૂમિમાં પડ્યું, આ પક્ષમાં 'ભગવાને દયિતા લક્ષ્મીના વા શક્તિના સ્તનમાં મણ્ડિત કુંકુમે' એમ અર્થ થાય છે, અથવા ચરણારવિન્દમાંથી તૃણમાં જ રૂષિત–સંલગ્ન–જે કુંકુમ તાદશ કુંકુમના દર્શને-લક્ષ્મીએ વા શક્તિએ સહ ભગવત્સમ્ભોગદર્શને–થઈ છે સ્મરકૃતા રુજા જેમને એવાં 'તદ્દર્શનસ્મરરુજ'પુલિન્દીજીએ તદા રુજાશાન્ત્યર્થં આનનકુચમાં કુંકુમે લેપ કર્યો, તે લેપ કરતાં જ તેમણે તે પીડા ત્યજી, 'કુંકુમે કુચોપરિ લેપ કરતાં પુલિન્દીજી'એમ વક્તવ્ય છે તથાપિ કોઇ પણ અવયવમાં તલ્લિમ્પન આધિત્યાગહેતુ હોવાથી કુચના ઈપ્સિતતમત્વાભાવથી 'કુચેષુ' એમ સપ્તમ્યન્ત જ પદ કથ્યું, આનનકુચમાં સ્વાત્માને લિમ્પન કરતાં પુલિન્દીજીએ આધિને ત્યજ્યો, મુખમાં અને સ્તનમાં તે કુંકુમનું ધારણ કરીને જ્યારે પુલિન્દી પણ ઉપસ્થિતા થયાં ત્યારે તત્કુંકુમદ્વારા લક્ષ્મીના વેશથી–આવેશથી–તેમનો પણ ઉપભોગ સિદ્ધ થયો, પુલિન્દીજીમાં લક્ષ્મીના આવેશથી પુલિન્દીજીનો પણ ઉપભોગ સિદ્ધ થયો, આ કુંકુમ લક્ષ્મીનો અસાધારણ ધર્મ હોવાથી આ કુંકુમના લેપે જ લક્ષ્મ્યાવેશ થતાં અયોગોલકન્યાયે શ્રીપુલિન્દીજીનું લક્ષ્મીત્વ જ સમ્પન્ન થયું તેથી તેમનો ઉપભોગ સિદ્ધ થયો, અને ઉપભોગથી જ તેમણે આધિ ત્યજ્યો, અત્ર શ્રીપુલિન્દીજીએ સહ ભગવાનના રમણમાં 'જહુસ્તદાધિં' વાક્યે આધિત્યાગનું કથન કર્યું તેથી લક્ષ્મીના પ્રવેશથી પુલિન્દીજીનો પણ ઉપભોગ પ્રભુએ કર્યો એમ જણાય છે, અન્યથા લક્ષ્મીસમ્બન્ધિ કુંકુમના આનને અને કુચે સહ સમ્પર્કે કામાધિનો જ સમ્ભવ થાય–નહિ કે પીડાનિવૃત્તિનો–તેથી પીડાનિવૃત્તિનું કથન જ મૂલમાં કરત નહિ પરન્તુ 'જહુસ્તદાધિં' પદે આધિત્યાગનું કથન તો કર્યું જ છે તેથી તત્પદોક્ત આધિત્યાગકથનના અન્યથાનુપપત્તિએ તેમની સાથે રમણ થયું જ એમ જાણવું, કારણ કે રમણ જ કામાધિનિવર્તક છે, લક્ષ્મ્યાવિષ્ટા શ્રીપુલિન્દીજીનો ઉપભોગ સિદ્ધ થયો અને તેમના આધિનો પણ ત્યાગ થયો. તેથી તે પુલિન્દી જ પૂર્ણા. રજે યોગ્યતા સિદ્ધા થતાં કુંકુમધારણે લક્ષ્મ્યાવેશ પ્રાપ્ત થતાં ઉપભોગે તેમનો આધિ નિવૃત્ત થઈ ગયો તેથી તે જ પૂર્ણા, અમને તો આધિ રહ્યો જ, આ અલૌકિકી ભગવત્કથા છે–કારણ કે 'ઉરુગાય'પદનો પ્રયોગ કર્યો છે–તેથી તેમણે પણ ભગવાનનું શ્રવણ કર્યું જણાય છે, અગ્રિમ શ્લોકમાં આ કથાના અલૌકિકત્વનું સૂચન છે તેથી ઉત્થાપનભોગસામયિકી આ કથા છે, તે સમયે તેમને તાદશ કુંકુમ પ્રાપ્ત થયું અને લક્ષ્મ્યાગમન સતે શ્રીપુલિન્દીજીનું રમણ પણ થયું, આ રમણકથા લક્ષ્મીને અજ્ઞાતા છે, પુલિન્દીજીએ ભગવાનનું શ્રવણ કર્યું–અર્થાત્ તાવત્પર્યન્ત 'ઉરુ' જે લક્ષ્મીસખા તેમણે ગાન કર્યું–પુલિન્દીએ સહ ભગવત્કથા કરી–તેથી પુલિન્દીજીને પણ ભગવાનનું શ્રવણ સિદ્ધ થયું, વનગમને જ આ સર્વ સિદ્ધ થાય અને અમારે તો વનગમન સમ્ભવ નહિ તેથી અમારે તો અપૂર્ણતા જ રહી અને તેથી વસ્તુત: તો મન:પીડારૂપ જ કામ રહ્યો, કામ આધિજનક છે–પીડાનિરૂપક કામ આધિજનક છે–એમ કામનું આધિજનકત્વ સિદ્ધ કર્યું, 'આપનામાં આન્તર ભગવત્પ્રાકટ્ય છે તથાપિ અપૂર્ણત્વ કેમ કથો છો?' એ શઙ્કાનો પરિહાર કરે છે કે અમારો તો કામ એતન્નિવર્તક–આધિનિવર્તક–નથી પ્રત્યુત તદુદ્બોધક જ છે, અમારો તો કામ મન:પીડારૂપ જ રહ્યો, 'ગોપિકાનો પણ કામ ભગવદ્વિષયક હોવાથી તેઓ પણ ધન્યા જ છે ત્યારે શ્રીપુલિન્દીજી પૂર્ણા છે એમ તેઓ કેમ સ્તવે છે?'એમ શઙ્કા થાય તો તેનો પરિહાર એમ છે કે કામ કાંઈ ધન્યાત્વમાં હેતુ નથી, કારણ કે સંયોગના અભાવમાં કામ તો દુ:ખદ પણ હોય છે, તેથી અમારું ધન્યાત્વ નથી પરન્તુ ધન્યાત્વ તો શ્રીપુલિન્દીજીનું જ છે, એમના એ જ આશયને સ્ફુટ કથે છે કે કામ તો વસ્તુતઃ મન:પીડારૂપ છે, વિયોગાવસ્થામાં ભગવદ્વિષયક કામ પ્રભુપીડાને જ ઉત્પાદે છે તેથી અમને તો કેવલ દુ:ખાનુભવ છે અને તેથી અમે ધન્યા નથી ક્ષુધા સુખહેતુ નથી પરન્તુ ક્ષુધા હોઈને અન્નભોગ જેમ સુખકર છે તેમ **ભગવદ્વિષયક કામ હોઇને સુખકર ભગવદ્ભોગ જેમને છે તેવાં શ્રીપુલિન્દીજી જ ધન્યા છે. ૧૭.**

**સ્વતન્ત્ર।** યદ્વા ભગવન્મનોભિલષિતા દિવારસપૂર્તિ શ્રીગોપીજનને નથી તેથી અપૂર્ણત્વ માનતાં તેઓ 'પૂર્ણાઃ' શ્લોકે પુલિન્દીમાં પૂર્ણતા કથે છે કે પુલિન્દી જ પૂર્ણા છે, પુલિન્દી પૂર્ણા સતે તદાધિને–ભગવદાધિને–ત્યાજ્યો, અત્ર 'જહુઃ'ક્રિયામાં અન્તર્ભાવિતણ્યર્થત્વ જાણવું, અર્થાત્ પૂર્ણા પુલિન્દીએ ભગવાનના આધિનો ત્યાગ કરાવ્યો, ભગવાન્ 'ઉરુગાય' હોવાથી ઉરુઓ પણ જે ભગવાનનું ગાનમાત્ર જ કરે છે–ઉપભોગ કરી શકતા નથી–

એવા ઉરુગાય ભગવાનના પદાબ્જદ્વયમાં રાગે-અનુરાગે-લક્ષ્મીએ સમ્પાદિત કુંકુમે આનનકુચમાં લેપ કરતાં પુલિન્દીજી જ પૂર્ણા, 'કુંકુમલેપે તાદગ્ભાવોત્પત્તિ કયે પ્રકારે?' એમ શઙ્કા થાય તો કથે છે કે 'દયિતાસ્તનમણ્ડિતેન,' દયિતાના-અત્યન્ત પ્રિયાના-વિરહસામયિક ઉત્કટ તાપની નિવૃત્તિને અનુભવતા પ્રિયે રસપરવશત્વે સ્થાપિત જે પદદ્વય તેના સ્પર્શનો સાત્ત્વિકભાવ જે સ્વેદ તે સ્વેદે યુક્ત સ્તનમાં મણ્ડિત કુંકુમ, 'તત્રત્ય કુંકુમપ્રાપ્તિ તેમને અસમ્ભાવિત છે' એમ શઙ્કા થાય તો 'તૃણરૂષિત' પદે પરિહરે છે કે દયિતાસ્તનસમ્બન્ધિત્વે ચરણદ્વયમાં સાત્ત્વિકભાવે તૃણમાં નિરૂષિત, અને તેથી જ તત્સજાતીય કુંકુમલિમ્પને તત્સજાતીયભાવોત્પત્ત્યર્થ સ્વસ્વરૂપનું પ્રદર્શન ભગવાને કરાવ્યું, 'તદ્દર્શન' ઇત્યાદિએ તે જ કથે છે, તે ભગવાનનું જે દર્શન તે દર્શને થઈ છે સ્મરરુજ્ જેમને એવાં શ્રીપુલિન્દીજી, 'એમને તાદગ્ભાવોત્પત્તિ થઈ તેથી તાદગ્ ભાવનું દાન ભગવાને તેમને કર્યું એમ જ કથવું ઉચિતતર હતું ભગવદાધિહરણકથન તો ઉચિત નથી' એમ પણ શઙ્કા ન કરવી, સ્વદર્શનજનિતરિરંસાભરવશતાપક્લિષ્ટના દર્શને ભગવાનને પણ તાપ થાય એ ઉચિતતર છે, અન્યથા 'યે યથા માં' પ્રતિજ્ઞાની હાનિ જ થાય, 'આભાસમાં એતદ્વિષયક પુલિન્દીજીનું ભગવાને કરીને આધિહારકત્વ સ્ફુટ જ સ્પષ્ટીકૃત છે તેથી વ્યાપ્તિમાં 'નનુ ભગવતિ' ઇત્યાદિ પૂર્વપક્ષ પ્રાપ્તાવસર નથી અને સમાહિતિમાં પણ પુલિન્દીનું સ્વતાપજન્યભગવત્તાપહારકત્વ કથ્યું એમ આભાસવિરોધ પ્રાપ્ત થાય' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર આ પ્રકારે છે, એતદ્વિષયક ભગવદાધિહારકત્વ યાદશતાદશને નથી પરન્તુ ભગવદ્દર્શનજનિતરિરંસાભરતાપક્લેશદર્શનજન્યભગવદાધિપ્રયોજિકાને જ છે, તેથી પુલિન્દીજીને તાદશત્વનો અભાવ હોવાથી ભગવદાધિત્યાજકત્વ કયે પ્રકારે? એમ પૂર્વપક્ષનો આશય છે અને ભગવદ્દર્શનજનિતરિરંસાદિજન્યભગવદાધિપ્રયોજકશ્રીપુલિન્દીજી ભગવત્તાપહારક છે એમ સમાધાનનો આશય છે, તેથી પૂર્વોક્ત આધિહારકત્વયોગ્યતાનિરૂપક આ અગ્રિમ ગ્રન્થ છે, વસ્તુતઃ તો તદ્વિષયક જ પણ આધિ એતદ્વિષયક જ છે-કારણ કે લક્ષ્મીપ્રવેશાનન્તર જ રમણ થયું છે-તેથી પૂર્ણાત્વમાનન યુક્ત જ છે. ૧૭.

**આભાસ**—નિર્ગુણ ગોપીજન 'હન્ત' ઇત્યાદિ કથે છે.

**हन्तायमद्रिरबला हरिदासवर्यो यद् रामकृष्णचरणस्पर्शप्रमोदः।**
**मानं तनोति सहगोगणयोस्तयोर्यत् पानीयसुयवसकन्दरकन्दमूलैः ॥१८॥**

**અક્ષરાર્થ-હન્ત! અબલા! રામકૃષ્ણચરણસ્પર્શપ્રમોદ આ અદ્રિ ગોગણે સહ તેમનો આદર પાનીયસુયવસકન્દરકન્દમૂલે વિસ્તારે છે તેથી હરિદાસવર્ય છે. ૧૮.**

**વ્યાખ્યાન**-શ્રીપુલિન્દીજી કયે પ્રકારે એવાં થયાં ?' એમ આશઙ્કા થાય તો ભગવદ્ભક્તના સઙ્ગથી તે એવાં થયાં એમ કથવાને ગોવર્ધનનું ભગવદ્ભક્તત્વ 'હન્ત' ઇત્યાદિએ કથે છે, પર્વતપ્રેરણાએ કન્દમૂલસમાનયનમાં કુંકુમપ્રાપ્તિ તેમને થઈ ગઈ, 'હન્ત'પદ ખેદવાચક છે, જો અમે પણ ગોવર્ધનમાં સ્થિતા હોઈએ તો અમને પણ ત્યક્તાધિત્વ તે પ્રકારે થાય પરન્તુ અમને તેમ નથી તેથી ખેદ થાય છે, આ અદ્રિ-ગોવર્ધન-હરિદાસવર્ય હોવાથી પર્વતોમાં શ્રેષ્ઠ છે કારણ કે રામકૃષ્ણના ચરણારવિન્દના સ્પર્શમાં એને પ્ર-પ્રકૃષ્ટ-મોદ થાય છે,ભગવદીયમાં તે જ શ્રેષ્ઠ જે ભક્તિમાર્ગના સ્પર્શમાં પણ આનન્દયુક્ત થાય છે, કિઞ્ચ આ ગિરિરાજ સાત્ત્વિક વા ગુણાતીત જ છે, કારણ કે તે નિર્ધન છે તથાપિ સહગોગણ રામકૃષ્ણનું સમ્માન કરે છે, દાસ તો માનનો જ વિસ્તાર કરે, ત્યારે જ દાસત્વ સિદ્ધ થાય છે, પરન્તુ તેથી દાસમાં વર્યત્વ કાંઇ સિદ્ધ થાય નહિ તેથી 'નિર્ધનઃ અથાપિ'એમ વ્યાખ્યાન કર્યું, યદ્યપિ વ્રજ સમૃદ્ધિમાન્ છે તથાપિ આ ગિરિરાજજી તો ગુણાતીત છે તેથી નિર્ધન છે, તેવા નિર્ધને તો સ્વીય-કન્દાદિક સ્વાર્થે જ સઙ્ગ્રાહ્ય છે તથાપિ ભગવાનને તે સમર્પી દે છે તેથી 'હરિદાસવર્ય' છે, અત્ર ગોએ અને દેવરૂપ બાલકગણે સહિત રામકૃષ્ણનું આતિથ્ય પાનીય સુયવસ કન્દર અને કન્દમૂલ એમ પદાર્થચતુષ્ટયે કરે છે, પાનીય અને સુયવસ ગોના વિનિયોગાર્થ છે કન્દરા સ્થાન છે અને કન્દમૂલ ભક્ષ્ય છે, કારણ કે 'તૃણાનિ ભૂમિરુદક' વાક્યમાં ગૃહસ્થના ગૃહમાં આ ચતુષ્ટયનો ઉચ્છેદ થતો નથી' એમ કથ્યું છે, તેથી અત્ર પણ તચ્ચતુષ્ટય-સમ્પત્તિ કથી, તત્ર કોમલદૂર્વા ગોના ભક્ષણાર્થે અને અન્યના આસ્તરણાર્થે ઉપયુક્તા છે, અત્ર કન્દરા જ ભૂમિ છે, 'કન્દરા'શબ્દના પ્રયોગથી જણાય છે કે પ્રાયેણ અધુના તત્ર વૃષ્ટિ થાય છે, તેથી રામકૃષ્ણ શ્રીગિરિરાજની કન્દરામાં ગોગણે સહિત વિરાજમાન થઈ ગયા છે, વાણીને સ્થાને અત્ર કન્દમૂલ છે, કારણ કે કાંઇ પણ ન હોય ત્યારે સર્વના જ અભાવે વાણીની ગણના છે, ભક્તમાં સન્તોષ અધિક છે, 'નિર્ધનત્વે તે યદ્યપિ સર્વ સમર્પે છે તથાપિ તેથી તો ધર્મિષ્ઠત્વ જ સિદ્ધ થાય-નહિ કે દાસત્વ પણ સિદ્ધ થાય-' એમ આશઙ્કીને 'પાનીયસુયવસ-

કન્દરકન્દમૂલૈઃ' આદિ વિશેષણોના સાહિત્યે દાસત્વ સિદ્ધ થાય છે એમ 'સન્તોષઃ' ઇત્યાદિએ કથ્યું, 'અબલાઃ' સમ્બોધનથી આપણુ સર્વનું તત્ર ગમનમાં સામર્થ્ય નથી એમ કથ્યું, કન્દ ભર્જનસાપેક્ષ છે અને મૂલ તો એમનેએમ જ ભક્ષ્ય છે, એક જ રસ સમર્પ્યો નથી તેથી કન્દનું અને મૂલનું કથન કર્યું, અથવા અત્ર એક અન્ન અને અપર વ્યઞ્જન એમ અન્નવ્યઞ્જનભાવાર્થે કન્દનું અને મૂલનું કથન કર્યું અને તત્ર પણ અવાન્તર ભેદ બહુ છે તેથી બહુવચન પ્રયોજ્યું, કન્દમૂલમાં પણ અવાન્તરભેદ બહુ છે તેથી સર્વનો સઙ્ગ્રહ કરવાને કન્દ' પદ અને 'મૂલ' પદ એ ઉભય પદમાં 'કન્દાનિ'અને 'મૂલાનિ' એમ બહુવચને સમાસનો વિગ્રહ કરવો, અર્થાદ્ અત્ર સમસ્તપદગત જ બહુવચન નથી પરન્તુ કન્દ અને મૂલ ઉભયે બહુ છે એમ બહુવચનનો અભિપ્રાય કથ્યો, પરન્તુ લૌકિક વિગ્રહમાં તો 'કન્દમૂલ'પદના બહુવચનાન્તત્વે વિવક્ષિત અર્થની સિદ્ધિ થાય છે એમ જણાવ્યું તેથી નાનાપ્રકારક કન્દમૂલનું સમર્પણ હરિદાસવર્ય કરે છે એમ સિદ્ધ થયું, આથી અબલામાં આક્રોશનું પણ પ્રદર્શન કર્યું, આપણે તો નવનીતાદિના ભગવત્કર્તૃક ભક્ષણમાં પણ વિમનસ્કા થઈએ છીએ તેથી આપણું અપૂર્ણત્વ યુક્ત જ છે, પૂર્વોક્તા જ આ પુલિન્દી છે તેથી પર્વતપ્રેરણાએ તેઓ કન્દમૂલાદિકનું સમાનયન કરે છે એમ જણાય છે, ગોવર્ધન કામરૂપ છે એમ અગ્રે કથાશે, તેથી કોઇક સ્વરૂપે શ્રીગોવર્ધનદર્શન આ પુલિન્દીને થાય છે અને તે સ્વરૂપે શ્રીપુલિન્દીજીને તે પ્રેરે છે. ૧૮.

તથાપિ 'અમે સજાતીયા યોગ્યા છીએ તે અમને ત્યજીને શ્રીગિરિરાજની ઉપર અને શ્રીપુલિન્દીજીની

**આભાસ।** ઉપર કૃપા-અસ્મન્નિષ્ઠ રસ પરિત્યજીને તન્નિષ્ઠ કન્દાદિભોગ-કેમ ?' એમ આશઙ્કીને 'ગા ગોપકૈઃ' ઇત્યાદ શ્લોકે પરિહાર કથે છે.

**गा गोपकैरनुवनं नयतोरुदारवेणुस्वनैः कलपदैस्तनुभृत्सु सख्यः।**
**अस्पन्दनं गतिमतां पुलकस्तरूणां निर्योगपाशकृतलक्षणयोर्विचित्रम् ॥ १९ ॥**

**અક્ષરાર્થ-સખિ ! ઉદારવેણુસ્વનકલપદે ગોપકે અનુવન ગોના નયનકર્તાનું નિર્યોગપાશકૃતલક્ષણનું ગતિમાન્માં અસ્પન્દન અને તરુમાં પુલક તનુભૃદ્માં વિચિત્ર છે. ૧૯.**

**વ્યાખ્યાન**-ભગવચ્ચરિત્ર વિપરીત છે, પ્રમેયમર્યાદાનાશક છે, ભગવાન્ સાક્ષાત્ કાંઇ પણ કરતા નથી તથાપિ સાક્ષિમાત્રેજ જેમ ગતિમાન્નું અસ્પન્દન અને તરુનો પુલક--રોમાઞ્ચ-થાય છે-તેથી યત્ર ગોવર્ધનમાં પુલિન્દીજીમાં તો સાક્ષાત્કૃતિ છે તત્ર વૈપરીત્યમાં કથવું જ શું ! એમ કૈમુત્યપુરઃસર દૃષ્ટાન્ત જાણવો-તેમ અમે જે યોગ્યા તે અમારું અયોગ્યાત્વ અને અયોગ્યા જે પુલિન્દીજી તેમનું યોગ્યાત્વ થાય છે તત્ર વિપરીતસમ્પાદનમાં હેતુત્રય છે, ગોપે સહ ગોનું અનુનયન કરે છે એ એક હેતુ છે, વેણુસ્વન એ દ્વિતીય હેતુ છે, અને કલ છે પદ યત્ર એમ 'કલપદ' વિશેષણ વા 'કલપદ' ચરણ તૃતીય હેતુ છે, ગોનું વનમાં નયન જ્ઞાનજનનદ્વારા પરમ્પરાએ પુલકમાં હેતુ છે વેણુસ્વન સાક્ષાદ્ હેતુ છે અને વેણુનિષ્ઠ કલપદ અથવા કલપદ ભગવચ્ચરણ ગતિમાન્ના અસ્પન્દમાં હેતુ છે એમ વિભાગ જાણવો, 'ચરણૈર્વા'પક્ષમાં કલપદ 'અર્શઆદ્યચ્' માનવું, કલશિઞ્જિત નૂપુરવત્ત્વથી પદનું કલત્વ અગ્રે સ્પષ્ટ કરશે, ગોનું નયન પ્રતિવન કરે છે તેથી સર્વ જ વનની શુદ્ધિ સમ્પન્ના થાય છે અને તેથી એતદીયા શુદ્ધ અને ધર્મ તત્ર જાય છે, વનના નિર્દુષ્ટત્વમાં હેતુ કથે છે કે ગોના અને ગોપના સમ્બન્ધે તન્નિષ્ઠા શુદ્ધિ અને ધર્મ વનમાં ગમન કરે છે ત્યારે વન નિર્દુષ્ટ થઈ જાય છે, અત્ર 'શુદ્ધિ'પદે અશુદ્ધિની નિવૃત્તિ કથી, વસ્તુતઃ તો વસ્તુતત્ત્વના અજ્ઞાનહેતુભૂત તરુત્વસ્વભાવ અત્ર 'અશુદ્ધિ' પદનો અર્થ વિવક્ષિત છે, પૂર્વે 'કૃષ્ણમુખનિર્ગત'શ્લોકે પશુત્વ સતે પણ તેને ઉલ્લઙ્ઘીને એતદ્રસાનુભાવિકા સામગ્રી કથી હતી તેથી ગો તત્ફલવતી છે અને તે ગોનો સમ્બન્ધ સતે વનને પણ તરુત્વાદિસ્વભાવોલ્લઙ્ઘનપૂર્વકરસપ્રાપ્તિ થાય છે, ગોપમાં જે રસિકત્વ સ્પષ્ટ છે તે રસિકત્વ જ 'ધર્મ' પદે કથ્યું, આ સર્વ આશયે 'એતદીયા શુદ્ધિર્ધર્મશ્ચ તત્ર ગચ્છતઃ' એમ કથ્યું, ગોમાં 'તસ્થુઃ'પદે ક્રિયાનિવૃત્તિ પણ કથી હતી તેથી અત્ર વનમાં પણ ગોના સમ્બન્ધથી તેમ જ ક્રિયાનિવૃત્તિ જાણવી, તે ક્રિયાનિવૃત્તિ'અદ્રિસાનુ'ઇત્યાદિએ વૃન્દાવનમાં જ કથી હતી તેથી 'અસ્પન્દનં ગતિમતાં' પદે સર્વ વનમાં તે ક્રિયાનિવૃત્તિ-નિવૃત્તિક્રિયા-ગોના જ સમ્બન્ધથી કથી, તતઃ ઉદાર જે વેણુસ્વન અથવા ઉદાર જ વેણુ તેથી વેણુભુક્ત શેષનો ભોગ તે તરુઓ કરે છે, અને તેથી તેમનો પુલક ઉચિત જ છે, વેણુભુક્તશેષભોગથી પુષ્પમધુધારારૂપ પુલક થાય છે અને વેણુના અને સ્વનના ઔદાર્યકથને વસ્તુસ્વભાવજન્ય આ નાદકાર્ય પ્રાસઙ્ગિક છે-ભગવાને કાંઇ આને જ ઉદ્દેશીને નાદ કર્યો નથી-એમ જણાવ્યું, પ્રાસઙ્ગિકકાર્યકથન યત્ર તરુનાં

ઐતાદૃશ્ય થયું તત્ર એતજ્ઞાદવિષયશ્રીસ્વામિનીજીમાં તો કથવું જ શું એમ જણાય છે, કુલવધૂત્વ અને તેમનો પણ પુલક વૈપરીત્યનો જ પોષક છે એમ જણાવ્યું, વેણુનિષ્ઠ કલપદના શ્રવ અસ્પન્દન સર્વાનુભવસિદ્ધ જ છે તેથી તે નહિ કથીને ભગવચ્ચરણનું હેતુત્વ સાધે છે કે પરન્તુ ભ સમાગત સતે જે ગતિમાન્ છે તેઓ રૂર્વ જ મનઃપૂર્વક સ્વામૃતદાનાર્થે અને તત્ર વિઘ્નાભાવાર્થે · કરે છે, શબ્દશઙ્કાએ ચલન પણ કરતા નથી, તેથી ચલનાભાવહેતુથી ચલનાભાવસિદ્ધ્યર્થ જ ભગવાનનાં ૫ અવ્યક્તમધુર–થાય છે, કારણ કે મન્દમન્દ ગમન કરે છે, આ દોહકાલ છે, 'સખ્યઃ'સમ્બોધન તત્રગતઃ દર્શનસમ્મત્યર્થ છે, તેથી તનુભૃત્ સ્થાવરજઙ્ગમમાં ચિત્ર વૈચિત્ર્ય થાય છે તે અવસ્થાને–કલચરણાવસ્થાં ગતિમાનની અસ્પન્દજનિકાવસ્થાને–'નિર્યોગપાશકૃતલક્ષણયોઃ'પદે જણાવે છે, નિતરાં છે ગોવત્સનો યોગ જેણે–ગો પાશ તે 'નિર્યોગપાશ', નિદાનમાં–પાશમાં–તદુભયે કર્યું છે લક્ષણ જેમનું એવા રામકૃષ્ણનું, હસ્તમાં તદુભયગ્રહણ- પાદનું યોજન–કર્યું તેથી સર્વે જ ગોપિકાદિ જઙ્ગમને ભીતિ થઈ કે રામકૃષ્ણ અમને પણ એમ જ બદ્ધ કઃ ત્યારે રામકૃષ્ણના પ્રયાસલક્ષણક ભયે યુક્ત તેઓ અસ્પન્દપૂર્વક રસ સમર્પશે, ગોનિષ્ઠરસગ્રહણાર્થે બન્ધનાદિ પ્રયાસને. તેમ અમારે વિષે પ્રયાસ મા કરો એવા આશયે પ્રભુપ્રયાસથી ભીતા ગોપિકાદિ સ્વતઃ જ સમર્પણ કરી દે છે. ત વિશેષ કથે છે કે સ્થાવરોમાં તો ભયથી સ્વતઃ જ મધુધારા થાય છે, જઙ્ગમને તો અસ્પન્દન પ્રતિબન્ધાભાવમાત્ર છે રસપ્રાકટ્ય તો ભગવદુદ્યમે જ થાય છે, પરન્તુ જયારે ભગવાન્ વનમાં પ્રધારે છે ત્યારે સ્થાવર તો પ્રભુપ્રયાસભયથી સ્વતઃ–ભગવદુદ્યમ વિના–જ મધુધાર થાય છે, આ શ્લોકમાં અન્વય આ પ્રકારે કરવો, ગોનું નયન કરતા રામકૃષ્ણના વેણુસ્વનથી તરુનો પુલક થાય છે અને નિર્યોગપાશકૃતલક્ષણ રામકૃષ્ણના કલપદે ગતિમાનનું અસ્પન્દન થાય છે તનુભૃદ્માં આ વિચિત્ર થાય છે, વેણુનિષ્ઠ 'કલપદ'પક્ષમાં 'વેણુસ્વનૈઃ' પદની આવૃત્તિ અથવા વિશેષણે જ વિશેષ્યલાભ જાણવો.

**દ્વિતીય વ્યાખ્યાન**–અથવા અત્ર વિવક્ષિતા લીલાનું નિરૂપણ ગુપ્તત્વે કરે છે, ગોપના દ્વારા અથવા ગોપે સહ વનમાં ગોના નિવેશને પ્રિયનો વ્યાસઙ્ગાભાવ સૂચિત કર્યો, તદનન્તર સ્વચ્છન્દરમણાર્થ તાદૃગ્ભક્તાગમનાર્થ વેણુસ્વન કર્યો, દૂરસ્થ ભક્તના આગમનાર્થ પ્રથમ તારસ્વર તદનન્તર નિર્ગત ભક્તને પ્રિયસ્થિતિસ્થાનજ્ઞાપક મધ્યસ્વર તદનન્તર નિકટસમાગત ભક્તાર્થ મન્દ્રસ્વર વેણુસ્વન કર્યો, તત્તદ્ભક્તનાં નામગ્રહણે પણ સ્વનમાં બહુત્વ છે, અન્યને જ્ઞાન ન થાય તેથી તે અવ્યક્ત છે, અને સ્વનામત્વે જ્ઞાપન કરે છે તેથી તે મધુર છે, તેથી કલ–અવ્યક્તમધુર–છે નામરૂપ પદ યત્ર તાદૃશ 'કલપદ' સ્વને ગતિમાનનું અસ્પન્દન તેમ જ તરુનો પુલક ચિત્ર છે, આ આગમન દિવસે છે, અને સર્વસમક્ષ તે–દિવસે આગમન અશક્ય છે તથાપિ વેણુસ્વને સર્વના તથાત્વે–અજ્ઞત્વે–નિષ્પ્રત્યૂહ આગમન થાય છે, ઉક્ત વેણુસ્વને ઉક્ત ભક્તનું તનુભૃત સતે ઉક્ત સ્વને અસ્પન્દનાદિક ચિત્ર છે, 'ઉદારવેણુસ્વનૈઃ' અને 'કલપદૈ.' પદની આવૃત્તિએ પણ પદસમ્બન્ધ જાણવો, પ્રિયસઙ્ગમાભાવદશામાં તનુનું અનુસન્ધાન ન હોવાથી કલપદે–વેણુસ્વને–જ તેનું–તનુનું–અનુસન્ધાન થાય છે તેથી તનુભૃદ્ ભક્તોમાં જે તથાત્વ–તનુભૃત્ત્વ–છે તે કલપદે જ છે, સ્વગોષ્ઠીમાં સર્વા જ એતાદૃશી છે તેથી ઉક્તાર્થસમ્મત્યર્થ 'સખ્યઃ'સમ્બોધન છે, ઉદાર તો પાત્રાપાત્રવિવેકરાહિત્યે દાન કરે છે અને અલ્પમાં પણ બહુદાન કરે છે તેથી સ્થાવરને પણ દાન થયું તેથી–વસ્તુસામર્થ્યથી સ્થાવરનું તત્ત્વ–પુલકવત્ત્વ–યુક્ત છે તેથી–પુલકત્વ યોગ્ય હોવાથી–તરુનું રસોપયોગિપુષ્પમધુધારાવત્ત્વ છે, ગોના વનનિવેશનકથનથી આ ચરિત્ર દિવાસમ્બન્ધિ છે એમ કથ્યું, તતઃ આગમનાનન્તર 'નિર્યોગ' ઇત્યાદિએ સન્ધ્યાસમ્બન્ધિ ચરિત્ર નિરૂપે છે, 'લક્ષણ'પદે ગોદોહનાનુરૂપ તત્સામયિક સર્વ પણ વેષનું કથન કર્યું, એતાદૃશ રામકૃષ્ણના–અર્થાદ્ દર્શને જ–ઉક્તકાર્યદ્વય પૂર્વથી પણ વિશિષ્ટ ચિત્ર છે, ઔદાર્યે ઉક્તરીતિએ વેણુનાદે પણ તેમનું તથાત્વ–ગતિમાનનું અસ્પન્દન અને તરુનો પુલક– યદ્યપિ ચિત્ર છે તથાપિ પરનિષ્ઠ રસનું ગ્રહણ કરવાને ઉદ્યત રામકૃષ્ણના દર્શને તેમનું તથાત્વ તેથી પણ વિશિષ્ટ છે, કારણ કે સ્વાભાવિક પણ જ્ઞાનનું તિરોધાન સમ્ભવે છે, તેથી જ 'વિચિત્ર'માં 'વિ'ઉપસર્ગ કથ્યો, વેણુત્વે બ્રહ્માનન્દના તુચ્છકરણથી તનુરહિત મુક્તને પણ તે દાન કરે છે એમ જણાય છે, પરન્તુ તે મુક્ત તો તનુરહિત છે તેથી તેમને વિષે ઉક્તકાર્ય સમ્ભવતું નથી એમ 'વેણુ'પદ અને 'તનુભૃત્' પદના સમભિવ્યાહારથી જણાય છે, ગોનિષ્ઠ ભોગ્યરસનું ગ્રહણ કરવાને ઉદ્યત પ્રભુને દેખીને 'ગોમાંથી સ્વપ્રયત્નપૂર્વક રસનું ગ્રહણ કરે છે અને અમે તો પ્રભુપ્રયત્ન વિના જ સ્વયમેવ સ્વનિષ્ઠરસને સમર્પીશું' એમ વિચારીને તેમ કરે છે, તે આ પ્રકારે, પ્રથમ તરુમાં રૂપજ્ઞાન ચિત્ર છે, 'નિરીક્ષ્ય રૂપં યદ્ ગોદ્વિજદ્રુમમૃગા' વાક્યથી તરુને રૂપજ્ઞાન છે એમ માનવું, અને દોહનસમયે તે રૂપજ્ઞાન કલપદામૃતવેણુગીતભાવથી

૧૬મહિમાએ-મહત્ત્વે-નિર્યોગપાશાદિએ-જ, આથી સ્વરૂપસમ્બન્ધિ સર્વ-નિર્યોગપાશાદિક મેયમર્યાદાનાશક-અને સ્વરૂપાનન્દદાયક છે એમ ચિત્ર છે એમ જણાવ્યું, 'નિર્યોગ' ઇત્યાદિનો ... તત્ર રૂપજ્ઞાનમાં પણ રસવાન્માંથી રસજિઘૃક્ષા પ્રભુને થઈ એમ પ્રભુના મનોધર્મનું જ્ઞાન ... છે, એમ-તાદૃશમનોધર્મજ્ઞાન-સતે પ્રભુને રસવાન્‌ની અપેક્ષા છે એ જ્ઞાને સ્વયં પણ રસવતી હોવાથી ...ગજ્ઞાને પણ પ્રમુદિતા સ્વનિષ્ઠરસને પ્રકટ કરે છે એમ જણાય છે, તેથી અન્તઃપૂર્ણ રસના ...સ્થાનાભાવે પ્રતિરોમકૂપ બહિર્નિસ્સારણે રોમને પણ તથાત્વ-બહિઃપુલક-થાય છે અને તે બહિઃપુલક-જ ...વયવ મધુધારા અને પુષ્પફલ એમ જાણવું.

**તૃતીય વ્યાખ્યાન**-અથવા ગોપદ્વારા વા ગોપે સહિત ગોનું અનુનયનકર્તા નિર્યોગપાશકૃતલક્ષણ રામકૃષ્ણના ...ણુરવને ઉક્ત કાર્યદ્વય ચિત્ર છે એમ પ્રત્યેક પદે સહ 'ચિત્ર'પદ યોજવું, દોહનાર્થ અતિમન્દમન્દ પરશિઞ્જિત પણ અવ્યક્ત અને મધુર હોય છે તેથી પદને કલવત્ત્વ છે, અથવા પરિતઃ ગોવૃન્દવેષ્ટને મુખનું કાદાચિત્ક દર્શન થાય છે તેથી શિઞ્જિતની અવ્યક્તતા અર્થાદ્ ભગવદીયત્વનિશ્ચયાભાવ છે, ...નું ગતેરાહિત્ય 'લક્ષણ'પદે ઉક્ત પાશે ગોપાદના યોજને નથી પરન્તુ ગોનું ગતિરાહિત્ય તો 'કલપદે' જ છે, નિર્યોગલક્ષણ તો ગોદોહનચિહ્નત્વે જ ધર્યું છે એમ જણાય છે, આવૃત્તિએ 'પુલક'પદનો સમ્બન્ધ પૂર્વ 'ગતિમતાં' અને અપર 'તરૂણાં' એમ ઉભયે સહ છે એમ જાણવું. આથી-'બર્હાપીડ' શ્લોકના જ ત્રયોદશશ્લોકવિવરણકથને તાદૃશ ભગવાન્‌ના વૃન્દાવનપ્રવેશકથનથી-સર્વરસભોક્તા ભગવાન્ વૃન્દાવનમાં વિજયે સ્થિતિ કરે છે એમ નિરૂપ્યું. ૧૯.

**આભાસ**-'એવંવિધા' શ્લોકે ઉપસંહરે છે.

**एवंविधा भगवतो या वृन्दावनचारिणः ।**
**वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः ॥२०॥**

**અક્ષરાર્થ-વૃન્દાવનચારી ભગવાન્‌ની એવંવિધા જે ક્રીડાને પરસ્પર વર્ણતાં ગોપિકા તન્મયતાને પ્રાપ્ત થઈ ગયાં. ૨૦.**

**વ્યાખ્યાન**-આ તો એક પ્રકાર કહ્યો, એવંવિધા કોટિશઃ લીલા છે, તત્ર હેતુ 'ભગવતઃ'પદે કહે છે, 'ભગ'વાચ્ય ઐશ્વર્યાદિ ષડ્ગુણના અને ધર્મી ભગવાન્‌ના મિશ્રણે કોટિશઃ પ્રસ્તાર થાય છે, કિઞ્ચ મર્યાદામાં તે પ્રસ્તાર પરિમિત પણ હોય છે પરન્તુ વૃન્દાવનચારી-સ્વેચ્છાગતિમાન્-ભગવાન્‌ની તે લીલામાં મર્યાદા પણ ન હોવાથી લીલાપ્રસ્તાર અસઙ્ખ્યાત જ હોય છે, આથી એમ વર્ણનકર્ત્રી ગોપી તન્મયતાને પ્રાપ્ત થઈ ગયાં, ક્રીડામયી જ થઈ ગયાં, જાગ્રત્‌માં સ્વપ્નમાં આસક્તિભ્રમન્યાયે ક્રીડાનું જ દર્શન કર્યા કરે છે, 'ત્રિભુવનમપિ તન્મયં વિરહે' ઇત્યાદિમાં પ્રસિદ્ધ આસક્તિભ્રમન્યાયે દર્શન કર્યા કરે છે, યદ્વા આસક્ત સતે જે આવર્તાત્મક ભ્રમ તે ન્યાયે-જેમ સમુદ્રના આવર્તમાં પતિત આવૃત્ત થતો નથી તેમ-આસક્તિભ્રમપતિત પણ આવૃત્ત થતો નથી તેથી આસક્તિનું રસસમુદ્રત્વ અને ભ્રમનું આવર્તત્વ યુક્ત જ છે, અને એથી જ કોઇક અભિજ્ઞે કહ્યું છે કે 'આવર્તે રસસિન્ધોઃ પ્રત્યાવર્તેત કિં મગ્નઃ?' અને તેથી જ શ્રીગોપીજન પણ આસક્તિભ્રમન્યાયે ...મયતાને પ્રાપ્ત થઈ ગયાં, ગોપિકા સર્વથા મિથ્યાભ્રમપતિતા નથી, સર્વાત્મભાવ બ્રહ્મસાક્ષાત્કારનું કારણ છે એ તો ભાષ્યના તૃતીયાધ્યાયમાં 'વિદ્યૈવ તુ નિર્ધારણાત્'માં ઉપપાદન કર્યું જ છે, અત્ર 'યયુઃ' એમ લિટ્પ્રયોગથી તેમનું સંસારમાં સમાગમન નથી. ૨૦.

એમ સપ્તાધ્યાયે પઞ્ચપર્વાવિદ્યાનિવૃત્તિપૂર્વક અન્તર્ભવત્પ્રાપ્તિરૂપ મધ્યમ નિરોધનું નિરૂપણ સમાપ્ત થયું.૧૮.

| પત્ર. | પઙ્ક્તિ. | શોધ. |
|---|---|---|
| | ૧૪ | °વદે સરો– |
| | ૧૬ | નદ્યાદિષુ |
| | ૧૮ | °મુજી– |
| | ૨૨ | નિશ્ચિત |
| | ૨૮ | °સહિત |
| | ૩૧ | °તું...કરે |
| | ૩૨ | લીલા |
| | ૩૬ | નાશ |
| | ૪૨ | °રતા– |
| ૬૩ | ૩ | સર્વના |
| | ૪ | ક્રીડા |
| | ૭ | °વલીએ |
| | ૯ | થયો |
| | ૧૦ | °સ્નેહ– |

| પત્ર. | પઙ્ક્તિ. | શોધ. |
|---|---|---|
| | ૧૨ | °વેદન |
| | ૧૬ | °ન્દી– |
| | ૧૮ | સમયે |
| | ૧૯ | ભક્તિ |
| | ૪૦ | પક્ષમાં |
| ૬૪ | ૫ | રૂપિત |
| | ૧૮ | પીડા...કથન |
| | ૨૧ | સિદ્ધ |
| | ૨૮ | પુલિન્દી...સિદ્ધ |
| | ૨૯ | સમ્ભવે |
| ૬૫ | ૧૭ | આધિ– |
| | ૨૬ | 'હન્ત'...ગોવર્ધનમાં |
| | ૩૨ | પાનીય |
| ૬૬ | ૧૦ | °તૂંક |

| પત્ર. | પઙ્ક્તિ. | શોધ. |
|---|---|---|
| | ૧૫ | આશઙ્કીને |
| | ૧૬ | ઇત્યાદિ |
| | ૩૧ | શુદ્ધિ અને |
| | ૩૨ | નિર્દિષ્ટ |
| | ૪૦ | ઉદ્ગાર જે |
| | ૪૨ | °સક્તિ– |
| ૬૭ | ૧૨ | અ ભાવે |
| | ૨૦ | સુચિત. |
| | ૨૩ | તેથી |
| | ૨૫ | °સ્વૈને |
| | ૨૮ | હ ને |
| | ૩૧ | કથ. |
| | ૩૭ | તુચ્છા |
| ૬૮ | ૫ | પ્રમુદિ |
| | ૨૭ | આસાદ્ય |

# ॥ भगवत्स्मरणम् ॥

૧. ૧૯૦૩માં મારી પૂનાથી બદલી મુંબાઈ થઈ ત્યારથી નિત્યનિયમત્વે શ્રીદશમસ્કન્ધસુબોધિનીજીનું જે સપરિકર વાચન પ્રતિરાત્ર થતું તેમાં એક સૌરાષ્ટ્ર બ્રાહ્મણનાં માણિક્યબાઈનામનાં વૈષ્ણવ પણ ઉપસ્થિત થતાં, દશમસ્કન્ધના અષ્ટાદશ અધ્યાયનું–વેણુગીતનું–પરિપૂર્ણ શ્રવણ થતાં એ વૈષ્ણવના ચિત્તમાં જે મનોરથ ભગવદિચ્છાએ ઉદ્ભવ્યો તેનું જ મઙ્ગલમય ફલ આ ગ્રન્થ.

૨. જ્ઞાતિએ સુવર્ણકાર આ માણિક્યબાઈનાં માતુશ્રી શુદ્ધબુદ્ધિ ચતુરા મા સંસારમાં અનાસક્તિપૂર્વક પુષ્ટિમાર્ગમાં અનન્યનિષ્ઠા સેવતાં અને તેમના જ સત્સઙ્ગથી માણિક્યબાઈના પણ વંશમાં સર્વની ચિત્તવૃત્તિ કેવલ શ્રીમહાપ્રભુજીના સ્વરૂપમાં સુલગ્ના થવામાં કોયલીના પરમભગવદીય બ્રાહ્મણવૈષ્ણવ કલ્યાણજીભાઈ પણ નિમિત્ત હતા. સુવર્ણકાર લીલાધરનાં ધર્મપત્ની માણિક્યબાઈના મનોરથના અત્યન્ત–અત એવ કદાચિદ્ અક્ષમ્ય પણ–વિલમ્બે સંસિદ્ધ થયલા આ ફલના આસ્વાદનપ્રસઙ્ગે ભૌતિક દેહે યદ્યપિ માણિક્યબાઈ આપણા મધ્યમાં નથી તથાપિ તેમની જ પ્રતિકૃતિરૂપ તેમના બે પુત્રમણિ લાલજીભાઈ અને રણછોડભાઈ તો વિદ્યમાન છે–એટલું જ નહિ પરન્તુ લાલજીભાઈના પુત્ર મોતીલાલનો અને જેઠાલાલનો પણ પુષ્ટિમાર્ગમાં સુન્દર ભાવ છે. આ ગ્રન્થનો સર્વ મુદ્રણવ્યય માણિક્યબાઈના યવીયાન્ પુત્ર રણછોડભાઈએ જ કર્યો છે, અને તત્ર પણ એમનાં પ્રથમધર્મપત્ની કાશીબહેનનો અને દ્વિતીયધર્મપત્ની રતનબહેનનો પરિપૂર્ણ તથાપિ સદૈન્ય ઉત્સાહ દૃષ્ટિગોચર થાય છે. મુદ્રણકાર્યમાં રણછોડભાઈએ જેમ વિત્તની તેમ જરીવાલા મોહનલાલભાઈ ગુલાબચન્દ્રભાઈએ તનુજા સેવા કરી છે. જો મોહનલાલભાઈ શોધનકાર્યમાં સહાયક ન થયા હોત તો આ ગ્રન્થ પ્રસિદ્ધ થવામાં કદાચિદ્ આથી પણ અધિક વિલમ્બ થાત. પચ્ચીસ વર્ષથી સુરતિસ્થ અનાવિલબન્ધુમુદ્રાલય પરમ ધૈર્યોત્સાહથી મારા ગ્રન્થોનું મુદ્રણ કર્યો જાય છે તેમનો પણ મારા પ્રતિ ઉપકાર અન્યૂન જ છે.

૩. પ્રથમ શ્રીવેણુગીતાધ્યાયનો શ્લોક, તેની નીચે શ્રીમદ્વલ્લભાધીશનાં શ્રીસુબોધિનીજી, તેની નીચે શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશ્વરનાં શ્રીટિપ્પણીજી, અને તેની નીચે વામભાગમાં દશદિગન્તવિજયી શ્રીમદ્ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીનો લઘુપ્રકાશ અને દક્ષિણ ભાગમાં બૃહત્પ્રકાશ મુદ્રિત છે. આ ગ્રન્થની ૩૦૦ પ્રતિ સંવત ૧૯૮૨માં શ્રીપુરુષોત્તમમણ્ડલના વાચનાર્થે પ્રસિદ્ધ થઈ હતી. શ્રીમદ્ગોસ્વામિવલ્લભજીના લેખનાં શ્રીલાલુભટ્ટજીની યોજનાનાં અને નિર્ભયરામભટ્ટજીનાં કારિકાર્થના તેમ જ પ્રાચીન ગોસ્વામીઓના સ્વતન્ત્ર લેખનાં જે અબદ્ધ મુદ્રિત પત્રનો પણ તદાની વિનિયોગ થતો હતો તે સર્વ પત્રે વિભૂષિત અને દ્વાદશ પરિશિષ્ટે અલઙ્કૃત આ સાનુવાદ વેણુગીત વૈષ્ણવ વાચકના હસ્તમાં સમર્પતાં મને આનન્દ થાય જ, તત્ર પણ શ્રીગોપિકાગીતથી અને આ વેણુગીતથી અનન્તર હવે સત્વર જ શ્રીયુગલગીત અને તદનન્તર શ્રીમદુદ્ધવસન્દેશાધ્યાયદ્વય–જેમાં ભ્રમરગીત પણ–પ્રસિદ્ધ થશે અને સાધનપ્રકરણનાં શ્રીસુબોધિનીજીનો અનુવાદ પણ ફલપ્રકરણવદ્ મુદ્રણાપેક્ષ સિદ્ધપ્રાય જ છે, આ સર્વ સુવૃત્તનિવેદનના શ્રવણે મારા પ્રતિ વૈષ્ણવો પણ પ્રસન્ન જ થશે.

વૈ. સં. ૧૯૯૬,
શ્રીમદાચાર્યપ્રાકટ્યોત્સવ,
મુમ્બાઈ.

મ. ગ. શાસ્ત્રી.

